

# નિસ્યંદન



( ગુજરાતી કવિતાનું ઇ – સામયિક )



મે – ૨૦૧૨

વર્ષ – ૧ અંક - ૨

સંપાદક

યોગેશ વૈદ્ય

પરામર્શક

જનક દવે, સાહિલ,

શશિકાંત ભટ્ટ ’શૈશવ ‘ જિતુ પુરોહિત

ટાઇપ સેટિંગ

ભૂલોક દવે

ટેકનિકલ સહયોગ

હાર્દિક ભટ્ટ, દિનેશ વાઘેલા

આ અંકના ચિત્રકાર

સવજી છાયા

## o ‘નિસ્યંદન’ વિષે

o મૂળત: ગુજરાતી કવિતાને વરેલું ‘નિસ્યંદન’ અન્ય ભાષાની કવિતા / અન્ય સાહિત્ય પ્રકાર /

. અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે

o લવાજમ – આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા.

o ‘નિસ્યંદન’ આપના ઇ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો - બ્લોગ http://mryogi62.blogspot.com પર જઈ જરૂરી કડીઓ અંર્તગત ‘નિસ્યંદન’ વિષયક પ્રથમ કડી પર ક્લિક કરો. ખૂલેલા ફોર્મ માં વિગત ભરી **submit** કરો

o આપના સાહિત્યકાર મિત્રો/કાવ્યરસિક મિત્રોને ‘નિસ્યંદન’ના નામાંકન માટે પ્રેરી ‘નિસ્યંદન’ના પ્રસાર માટે મદદરૂપ થવા નમ્ર વિનંતી.

## o ‘નિસ્યંદન’ માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્ય રચનાઓ તથા કાવ્યમીમાંસા. કૃતિ સાથે સહિત્યકારે પોતાનો ફોટોગ્રાફ પણ જોડવો.

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર / લઘુવૃતાંત

( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લીપીંગ પણ મોકલી શકો. )



o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લીપીંગ.

o ‘નિસ્યંદન’ ના સુશોભન / મુખપૃષ્ઠ માટે આપના દ્વારા પડાયેલ સુંદર ફોટોગ્રાફ.

o પુસ્તક પરિચય માટે – પુસ્તકની એક નકલ.

## o અમને મળવાનાં ઠામ ઠેકાણા :

o ટપાલી દ્વારા – યોગેશ વૈદ્ય, ‘હ્રદય કુંજ’, યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ.
૩૬૨૨૬૫ - (ગુજરાત). ભારત.

o ઇ-મેઇલ દ્વારા - mryogi62@gmail.com

o બ્લોગ પર http://mryogi62.blogspot.com
http://yogesh-vaidya.blogspot.com



## અનુક્રમ

## ૦ સંપાદકીય



'નિસ્યંદન'ના પ્રથમ અંકનું એક જાહેર કાર્યક્રમમાં વેરાવળ મુકામે અનાવરણ સંપન્ન થયું. કાર્યક્રમ દરમ્યાન જોવાયેલ / પમાયેલ પ્રત્યક્ષ ઉમળકો અને ત્યાર બાદ ભાવકો / સાહિત્યકારો દ્વારા ઈ-મેલ તથા ફોન પર મળેલા પ્રતિસાદ અમારી અપેક્ષાથી પણ વિશેષ ઉત્સાહપ્રેરક રહ્યા છે.

આ કાર્યક્રમના આયોજન બદલ વેરાવળના સાહિત્યપ્રેમી સર્વ શ્રી વિક્રમભાઈ તન્ના, ગિરીશભાઈ કારીયા, ચિરાગભાઈ કારીયા, પુનિતભાઈ મહેતા તથા 'સિટીઝન કાઉન્સીલ ઑફ વેરાવલ' નું નિસ્યંદન આભારી છે. નિસ્યંદનના પ્રચાર અને પ્રસારમાં ભાઈ આશિષ ખારોડ, કવિ વિવેક ટેલર તથા કવિ સતિષ વ્યાસનો સવિશેષ સહયોગ પ્રાપ્ત થયો છે. આ લખી રહ્યો છું ત્યાં સુધીમાં નિસ્યંદન ૨૫૦૦થી વધુ ભાવકોના કોમ્પ્યુટર સ્ક્રીન સુધી પહોંચી શક્યું છે.

સાચી અને સમૃદ્ધ કવિતાની શોધ નિસ્યંદનને હમેશા રહી છે. હમેશા રહેશે. નર્યા વ્યાપારિકરણની તીવ્ર હેષા વચ્ચે આજે મારી-તમારી આસપાસ ઘોંઘાટ વધી રહ્યો છે. આ ઘોંઘાટમાં કવિતાનું વહેણ શોધવું મુશ્કેલ થઈ રહ્યું છે. જો કે, કવિતા કદાચ ભૂગર્ભમાં વહે છે. હું  મારા કાન સરવા કરીને ઉત્સુક અને ચૂપચાપ બેઠો છું. ક્યાંક ક્યાંકથી સાચુકલી કવિતાના આશાસ્પદ રણકા જરૂર સંભળાઈ રહ્યા છે. આ રણકારને ઝીલવાના સંપાદન ધર્મને નિભાવવાની મારી નમ્ર કોશિશ રહેશે.

હું મારા બગલથેલામાં થોડાક કોરા કાગળ લઈને યાત્રા પર નીકળી પડ્યો છું.

**યોગેશ વૈદ્ય**

તારીખ : ૦૧.૦૫.૨૦૧૨



## o લેખન વિશે



લખાશે કે ?

એક કવિતા
અથવા તો પછી કવિતા જેવું કશુંક
ક્યારેક લખાશે કે?
જેણે આવતી કાલને તાગી નથી
ગઈ કાલ જેને યાદ નથી

જેને 'કાળ'નાં અંતિમોનું ગણિત કોઠે પડ્યું નથી

ઉજાસમાં જે પોતાની છાયાની ટેકણે ચાલતો
અંધારે અનિદ્રાના પેટાળમાં ફંગોળાતો, કણસતો
પણ રાતને ઓળખી શકતો નહીં
જે હથેળી પેટાવી શકતો નહીં

શબ્દોમાં ઊતરતાં ને ચઢતાં લયમાં અટવાતો
યતિને ચૂકી જતો ને પૂર્ણવિરામ આવે એ પહેલાં હાંફી જતો
પૂર્વજોનાં ઉફયનો ને ઉત્ખનનો ક્યાંથી એ કળી શકશે ?
જે હરફ ઉચ્ચારતાં પહેલાં ડમરીઓમાં વિખેરાતો
- આ પીડાનું નામ કેમ કરી પાડશે ?
પળે પળે જાત-કથા જેને છળતી, ડારતી
એ તારી કે તમારી ભેગો કેટલું ચાલી શકશે ?

શું એ લખશે ? લખી શકશે ?
એકાદ કવિતા કે કવિતા જેવું કશુંક - ક્યારેય ?

**પીયૂષ ઠક્કર**







## o વણલખિયો ઈતિહાસ (દુહા)

ભીંતો ભેદીને અવાજ જાશે નહીં ઓ પાર
ચાહે મીઠાં ગીત ગા, ચાહે કર ચિત્કાર

માટીમાં માટી થયો, માથે ઊગ્યું ઘાસ
ના વાંચ્યો ના સાંભળ્યો વણલખિયો ઈતિહાસ

બાંધું મોટા બંગલા પાડીને પ્રસ્વેદ
હું ને મારી ઝૂંપડી કાયમ એની એ જ

એ આગળનો ઊંબરો, હું પાછળની ભીંત
એનામાં સૌ આવ-જા, મારામાં હું સ્થિત

શિખર ઉપરની તું ધજા, હું પાયાની ઈંટ
તું પામે છે વંદના, હું ઝંખુ એક મીટ

જલમાં નિજ બંધુ નડે, બહાર દમ ઘૂંટાય
મઝધારેથી માછલી જીવતર લઈ ક્યાં જાય ?

એક જ અન્નનો કોળિયો રહ્યો દૂરનો દૂર
બેઠો છું મજબૂર દોટું દઈને દાફડા !

**હરજીવન દાફડા**

## O મોડું કરો ન સાધો !

ખૂલ્યાં દ્વાર રણકી ભોગળ કહેરવામાં.
મોડું ન કરો સાધો ! શ્રીફળ વધેરવામાં.

પારા સમાન ચંચલ, ઝડપી ઉજાશથી પણ,
મન મારમાર દોડે નિષ્ફળ ઠહેરવામાં.

છે એક આ પ્રતીક્ષા બીજું હ્રદય અમારું,
જેને મજા પડે છે અટકળ ઉછેરવામાં.

આ દેહના વળાંકો ઢાંક્યા નથી ઢંકાતા,
શું ભૂલ સૂર્યની થઈ વાદળ પહેરવામાં.

હોઠો ઉપર તરજ છે એવી તૃષા સહજ છે,
કોઈ તમા ન રાખો મૃગજળ ઉમેરવામાં.

આખીય જિંદગીને કાપી, ઘસી, મઠારી,
ઈશ્વર સુથાર થાક્યો એક પળ વહેરવામાં.

જો એટલી તિતિક્ષા 'નીરજ'માં હોત સાચ્ચે,
તો તો જતે સમાઈ કાગળ ન ટેરવામાં ?

**નીરજ મહેતા**







## O ULTIMATELY

છે બધું PERFECT, ULTIMATELY.
તોયે છે DEFECT, ULTIMATELY.

હો COLOURFUL જિંદગી કે WHITE હો,
મોત એક જ FACT, ULTIMATELY.

'હું' પણું CURTAIN ખોલીને ગયું,
કોણ કરશે ACT, ULTIMATELY.

ખૂબસૂરત DREAMS ની કરચો બધી,
તું કરીશ COLLECT, ULTIMATELY .

LIFE શું છે? એક JUGGARNAUT* છે,
ના રહો INTACT, ULTIMATELY.

DARK ROOM માં જાતને DEVELOP કરો,
આવશે EFFECT, ULTIMATELY .

**નીરજ મહેતા**

*JUGGARNAUT - જગરનોટ – જગ્ગનાથ યાત્રા જેવો પ્રચંડ પ્રવાહ



## o જલસા પડત

રંગ જેવું હોત સુંદર પોત તો જલસા પડત,
સ્હેજ એમાં મ્હેંક જેવું હોત તો જલસા પડત.

તું મળી એ વાતનો આનંદ દિલમાં છે જ છે,
તે જો કીધું હોત કે તું ગોત તો જલસા પડત.

જન્મ, જીવન, ઘર, ગૃહસ્થી એ બધાની જાણ છે,
હાથ લાગ્યો હોત મારો સ્રોત તો જલસા પડત.

દોસ્તોને અલવિદા ના કહી શક્યો તારા લીધે,
જાણ કીધી હોત ને ઓ મોત તો જલસા પડત.

થાક લાગ્યો, ઊંઘ આવી, તો 'મધુ' ઊંઘી ગયો,
આ સહજતા છેકથી જો હોત તો જલસા પડત.

**મધુસૂદન પટેલ**









## o હું પણ અહીંયાં બેઠો છું

પંખીના ટોળાં લઇ આવો, હું પણ અહીંયાં બેઠો છું !
તમે એકલાં ગામ ગજાવો ?, હું પણ અહીંયાં બેઠો છું !

તમે ઘૂંટ જે પીધો છે, એ જ અમે પચાવ્યો છે ;
ઘૂંટે ઘૂંટે ફરક બતાવો, હું પણ અહીંયાં બેઠો છું !

પહેલો નાદ અહં બ્રહ્માસ્મિ ,બીજો નાદ અલખ નિરંજન ;
ચિનગારી લઇ અલખ જગાવો, હું પણ અહીંયાં બેઠો છું !

મીરાંએ જે પીધો છે, એ જ અમારે પીવો છે --
પ્યાલો દાસી જીવણ લાવો , હું પણ અહીંયાં બેઠો છું !

સમય નામની એક તમાકુ વરસોથી ઠલવું છું એમાં --
એ જ ચલમ પછી મંગાવો, હું પણ અહીંયાં બેઠો છું !

**દીપક ત્રિવેદી**



## ૦ મૃત્યુદંડ

પછી એણે લખ્યું
"જિંદગી!" -
ને આ આશ્ચર્ય ચિહ્ન (!)
જાણે કે જિંદગી નો
પર્યાય બની ગયું.

પછી એણે લખ્યું
"પ્રેમ" -
ને એની વ્યાખ્યા કરતાં કરતાં
એક આખી જિંદગી નિકળી ગઇ

પછી એણે લખ્યું
"હું અને તું" -
ને આ 'અને' જેટલું અંતર
અમારી વચ્ચે
કાયમ રહ્યા કર્યું.

પછી એણે લખ્યું
"વિરહ" -
ને
કલમની ટાંકણીને
ટેબલ પર જોરથી દાબીને
તોડી નાખી.

કોઇ જજ જેમ
મૃત્યુદંડ લખ્યા પછી કરે ને
એમજ...!!!

- મિલિન્દ ગઢવી



## ૦ ગઝલ

ક્ષણોને કાશીએ લાવી બહુ થાકી જવાયું છે છતાં પણ હું હજી મરતો નથી.
વિધિવત લાશ પધરાવી બહુ થાકી જવાયું છે છતાં પણ હું હજી મરતો નથી.

અહમની રાજગાદી પર બિરાજી, ખૂબ મિથ્યા જીતના બણગાં ફૂંક્યા, જયકાર થઇ,
નગરનો ઢોલ વગડાવી બહુ થાકી જવાયું છે છતાં પણ હું હજી મરતો નથી.

હતું પ્રત્યેક પાને ઝેર, જાણું છું ને તેથી તો અડાડ્યા ટેરવાં જીભે સતત,
જીવનનાં પૃષ્ઠ ઉથલાવી બહુ થાકી જવાયું છે છતાં પણ હું હજી મરતો નથી.

કોઇ ત્રિકોણના ત્રીજા ખૂણા જેવી હકીકત રોજ માથે ઊંચકીને ચાલવું,
ચરણને દોસ્ત, સમજાવી બહુ થાકી જવાયું છે છતાં પણ હું હજી મરતો નથી.

હવે આ રણ બનેલી આંખના ઘરડાપણામાં કોઇ આંજો સાંજનું ભગવું ગગન,
પીળી બપ્પોર ચીતરાવી બહુ થાકી જવાયું છે છતાં પણ હું હજી મરતો નથી.

મિલિન્દ ગઢવી





## o ભણવાનું કોણે બનાવ્યું ?

રોજ રોજ નિશાળે આવ જાવ કરવાનું આવી આ રીત કોણ લાવ્યું ?
ભણવાનું કોણે બનાવ્યું ?

ખંભા પર થોકબંધ પુસ્તક નો ભાર. અને ભેજામાં ભણતરનું ભારણ.
ટીચર ભણાવે છે એના કરતાય વધુ પૂછે સવાલોને કારણ.
ભાગવાનું બારણ ન હોય તેવું શાળાનું ચણતર આ કોણે ચણાવ્યું ?
ભણવાનું કોણે બનાવ્યું ?

હાજર ગે.હા. ,પાસ કે નાપાસ બધું કોના ભેજામાં દટ્ટાય છે.
શું યુનિફોર્મ બૂટ અને મોજામાં હોઈએ ને તો જ બધું શીખી શકાય છે ?
હાજરીમાં નામ નહીં નંબર બોલાય એવું ટીચરને કોણે ભણાવ્યું ?
ભણવાનું કોણે બનાવ્યું ?

ટેમ્પામા ખડકેલા પાર્સલની જેમ રોજ રિક્ષાઓ લઈ જતી સ્કૂલે
બોર્ડમાંયે ટીચર જો અંધારું ચીતરે તો મેઘધનુષ કઈ રીતે ખૂલે ?
હતી પિન્કીના સ્પેલિંગમાં નાનકડી ભૂલ તોયે ટીચરના ધ્યાનમાં ન આવ્યું.
ભણવાનું કોણે બનાવ્યું ?

૧૦મા માં પી.ટી. તો ન્હોતું છતાંય જુઓ વાંદરાથી ઊંચે કૂદાય છે
ડાન્સ અને મ્યુઝિકના ટ્યૂશન વિના જ મોર નાચે છે કોયલ તો ગાય છે.
હોય નહીં ઇચ્છાને વહેલાસર ઊઠવામાં ગુડમોર્નિંગ કેમ કરી આવ્યું ?
ભણવાનું કોણે બનાવ્યું ?

લેસનમાં આવ્યું'તુ ગુલાબનું ફૂલ તોય છોકરા દોરતા ધતૂરો
આજ સુધી કોઈ નથી જાણ્યું કે શું છે ? ને દર વર્ષે કોર્સ થાય પૂરો.
આવે ના ફળફૂલ એવા આ ઝાડવાને શાળામાં કોણે ઉગાડ્યું ?
ભણવાનું કોણે બનાવ્યું ?

કોઈ નથી જાણતું કે બાળકમાં શું છે ? ને નિયમનું ચક્કર ચલાવ્યું ?
ભણવાનું કોણે બનાવ્યું ?

**મનસુખ નારીયા**



## O ગીત

સપના નો દાટો જ્યાં કાઢ્યો ત્યાં આંસુનો ધમધમાટ દંદૂડો ફૂટ્યો !
કોઈ વાર આ રીતે કોઈ વાર એમનેમ આફૂડો આફૂડો ફૂટ્યો !
આંસુ નો દંદૂડો ફૂટ્યો !

આંખોના બેય ગઢ બીડીને સૂતા છઈ તોય છતાં બીક હજી લાગે !
ભૂલવા જેવો એ કાળો પડછાયો સાવ અમને નજીક હજી લાગે !
મધરાતે હાથમાં યાદોની જોટાળી લઈ જાણે કે કાદૂડો ફૂટ્યો.
આંસુ નો દંદૂડો ફૂટ્યો !

ટીપણામાં આવતો એકે'ક તહેવાર હવે ખુલ્લી તલવાર થઈને ઊભો !
મેળામાં રાસ અમે કેમ કરી લઈ વ્રેહ માથે અસવાર થઈને ઊભો !
ઢોલકીને યાદની દંડી અડાડી ત્યાં બુંગિયાને સીંધૂડો ફૂટ્યો !
કોઈ વાર આ રીતે કોઈ વાર એમનેમ આફૂડો આફૂડો ફૂટ્યો !

**સતીશચન્દ્ર વ્યાસ**







## O પ્રોષિત ભર્તુકાનું ગીત

અડધી રાતે ખડકી ખોલી ઊભી સાંકળ ઝાલી
શેરીના સૂનકારે મૂઈ સુધબુધ નીકળી હાલી.
આંખ ઉલાળી એણે કીધું;
આવું છું રે હમણાં;
ભણકારા ન જંપે બાયું
તો ક્યાંથી આવે સમણા;
વા'કરે અટકચાળોને મલકું ઠાલી ઠાલી
અડધી રાતે..........
દી આખોય એ અડખે પડખે
અંદેશે વરતાય;
રાત પડે ને પડખામાં ઈ
આવી છેક ભરાય;
અટકળને ઓવારું ત્યાંતો હોય પથારી ખાલી;
અડધીરાતે ...........

**રાજેન્દ્ર ભટ્ટ**

# o કવિઅને કવિતા

નિસર્ગ આહીર



કલા માનવસંસ્કૃતિનું ઉચ્ચત્તમ અંગ છે. જીવનમાં સૌંદર્ય અને આનંદની રમણીયતા લાવનાર તત્ત્વ છે કલા અને સાહિત્યકલા એમાં સર્વોત્તમ છે. 'શબ્દ અને અર્થનું સાયુજ્ય એટલે સાહિત્ય' એમ કહેવાયું છે, પણ વસ્તુતઃ સાહિત્ય એટલે શબ્દાર્થનો અનુપમ અન્વય. સાહિત્ય ગદ્ય અને પદ્યમાં અભિવ્યક્ત થાય છે. ગીત, ગઝલ, ખંડકાવ્ય, નવલકથા, નવલિકા નાટક ઇત્યાદિ એના પ્રસિદ્ધ પ્રકારો છે. સાહિત્યપ્રકારો એટલે સાહિત્યને વ્યકત થવા માટેનો ચોક્કસ આકાર કે સર્જનપિંડ.

કવિતા એટલે પદ્ય, પણ દરેક પદ્ય એટલે કવિતા નહીં. સર્જક હોવા માટેની ત્રણ પ્રાથમિક શરતો છે એમ મમ્મટ 'કાવ્યપ્રકાશ'માં કહે છે. આ ત્રણ શરતો એટલે પ્રતિભા, નિપુણતા અને અભ્યાસ. કવિ જન્મતા હોય છે, બનતા નથી હોતા એમ પણ કહેવાયું છે. પ્રતિભાની, સતત અભ્યાસની, કાવ્યનાં તમામ અંગોની જાણકારીની, છંદોલયની, અવનવીન પ્રયોગો કરવાની કવિ પાસે અપેક્ષા રહે છે. કવિ માટેની સૌ પ્રથમ જરૂરી છે સંવેદનશીલતાની અને પોતાના કથનને વધારે ને વધારે સુંદરતાથી વ્યક્ત કરવાની. જે સારો ભાવક નથી, સારો માણસ નથી, અન્ય પ્રત્યે ઋજુ નથી, સૌંદર્યનો ચાહક નથી, દૂરનું જોઈ શકતો નથી, જેની પાસે નિહિત સત્ય પામવાની શક્તિ નથી, વસ્તુપદાર્થને અનેક રીતે જોવા-મૂલવવાની સૂઝ નથી તે કવિ જ નથી.

કવિતા માટે કલા અને કસબ બન્નેની જરૂર છે. કલા એટલે સ્થૂળ-સૂક્ષ્મ જગતની આનંદ અને રસમય અભિવ્યક્તિ. આ અભિવ્યક્તિ માટે કસબની જરૂર પડે છે. કાવ્યસ્વરૂપનું જ્ઞાન અને છંદોલયની સમજ સાથે ચોક્કસ આકારમાં કવિતાને બાંધી આપવી તે કસબ કહેવાય. આ રીતે અનુભૂતિને આકારબદ્ધ કરવામાં બન્નેનું સાહચર્ય હોય છે.

કાવ્યનો આત્મા શું છે તેની શોધ અર્થે ભારતીય પરંપરામાં અનેક ધારાઓ વિકસી છે. કાવ્યના આત્મા તરીકે અલંકાર, રસ, ધ્વનિ, ઔચિત્ય, રમણીયતા, વક્રોક્તિ એવા અનેક મતો સ્થપાયા. સમગ્ર રીતે જોઈએ તો નીચે પ્રમાણેનાં અંગો કાવ્યસર્જન માટે જરૂરી છે, કેટલાંક અનિવાર્ય છે :

- કવિનું ભાવજગત અને અનુભૂતિજગત વ્યાપક અને તીવ્ર હોય તો જ ઉત્તમ કાવ્ય બને. નિરીક્ષણશક્તિ પણ તીવ્ર હોવી જોઈએ. કવિતાના વિષય તરીકે તો અમાપ શક્યતાઓ રહેલી હોય છે, પણ દરેક વસ્તુપદાર્થ કે અનુભૂતિને કાવ્યવિષય બનાવે કવિનું નિજી સંવેદન અને કર્તૃત્વ.
- છંદોલય કવિતાની પ્રમુખ શરત છે. લય સૌંદર્યની પ્રાથમિક જરૂર છે અને કવિતામાં તે અનિવાર્ય છે. કવિતા છંદમુક્ત હોય તો પણ તેમાં લયનાં અનેક સ્તરો જળવાવા જ જોઈએ. એટલે છંદનું પાક્કું જ્ઞાન, લયની સમજ અને પ્રાસની જાણકારી હોવી જ જોઈએ. લય માટે કાન સરવા હોવા જોઈએ. યાદ રહે કે કવિતા વાંચવાની વસ્તુ નથી, એ તો કાનની કલા છે. એક અર્થમાં રસઘન, લયયુક્ત, મધુર, ટૂંકી અને મર્માળી ઉક્તિ એટલે જ કવિતા.
- ઉક્તિનું સૌંદર્ય કવિતા માટે અનિવાર્ય છે. જે કંઈ પણ વ્યક્ત કરવાનું હોય તે સુંદર રીતે, સુંદર શબ્દોમાં અને સુંદર પદાવલિમાં, રસિક રીતે, ભાવ અને શબ્દને લાડ લડાવીને કહેવાનું હોય છે. ભાવ તો રમણીય હોવો જ જોઈએ, ઉક્તિ પણ રળિયામણી હોવી જોઈએ.
- કવિ બે પ્રકારે પોતાનું કથયિત્વ વ્યક્ત કરે છે : નિજની અંગત અનુભૂતિરૂપે અને બાહ્ય પદાર્થના સંયોગે નિજી દર્શનરૂપે. આને અનુક્રમે 'આત્મલક્ષી' અને 'પરલક્ષી' કાવ્ય કહે છે.
- યોગ્ય અલંકારો સાથે, યોગ્ય પ્રતીકો કે કલ્પનો સાથે, અને નવીન પદાવલિના રૂપે પંક્તિ આવવી જોઈએ. આ બધાં કાવ્યને ઉપકારક અંગો છે, તે સહજ અને એકરૂપ થઈને આવવા જોઈએ. યાદ રહે કે અલંકાર, પ્રતીક,

કલ્પનનો ખડકલો એ કવિતા નથી જ. એ આગંતુક કે કૃતક લાગવા જોઈએ નહિ. ઉપકારક જ નહિ, અનિવાર્ય સામગ્રી જ કવિતાનું સૌંદર્ય બને છે.

- લાઘવ, ટૂંકાણ એ કવિતાનું પાયાનું અંગ છે. થોડામાં ઘણું કહેવું, ગાગરમાં સાગર સમાવવી કવિતામાં અનિવાર્ય છે. કવિતા બધું જ મુખર થઈને, બોલકી બનીને કહે નહિ. એમાં તો સંકેતો હોય, છુપા રસને પામવાના ઇશારા હોય. જેટલી સૂક્ષ્મતા એટલું કાવ્ય વધારે રમણીય. બધું જ કહી દેવાનો મોહ ન રાખવો, અડધું કહીને છોડી દેવાની પણ કવિતામાં મજા હોય છે. આ પ્રકારની સૂક્ષ્મતા, સંકેતાત્મકતાને આપણી પરંપરાએ 'ધ્વનિ'ના નામે આવકારી છે.
- કવિતાની પંક્તિ શિથિલ નહીં, પણ સઘન હોવી જોઈએ. કોઈ પણ અનુભૂતિ, દર્શન, આવેગ, ઉર્મિ,સંવેદન ઈત્યાદિનું જો રસરૂપ અને રસઘન ઉક્તિમાં પરિણમન ન થાય તો તે કવિતા બનતી નથી.
- પદાવલિ, પદાન્વય કે શબ્દોની ગોઠવણી અને પસંદગી ખૂબ જ જરૂરી હોય છે. શબ્દો, એના પર્યાયો કે સાંદર્ભિક વિશેષણોનો યોગ્ય રીતે ઉપયોગ કરવો, યોગ્ય જગ્યાએ યોગ્ય શબ્દ મૂકવો અને સીધી-સપાટ ઉક્તિને બદલે તેનો પદક્રમ બદલાવીને કાવ્યબાનીને નિખારવાની હોય છે.
- પ્રાસાદિકતા કવિતાનો આગવો ગુણ છે. કવિતા વાંચતાં, પાઠ કરતાં રમણીયતાનો, આહ્લાદનો અનુભવ થાય, સાથે સાથે એમાંની કમનીય રસિક એવી સમગ્ર લલિત સંવાદિતાનો અનુભવ પણ થાય એ ઇચ્છનીય છે. યાદ રહે કે કવિતા આનંદલક્ષી છે, રસલક્ષી છે. તેના પર જ્ઞાન, વિચાર ઈત્યાદિનાં ભારેખમ ભારણ ન જ લાદવા જોઈએ. વિચાર ગંભીર હોય તો પણ રમણીય રીતે વ્યક્ત થવો જોઈએ.
- રજૂઆતનું નાવીન્ય અનિવાર્ય છે. એકના એક વિષય પર હજારો કવિતા મળે છે પણ દરેકમાં જો કથનનું નાવીન્ય ન હોય તો કવિતાનો શો અર્થ ? એટલે, કોઈ પણ કવિએ પોતાના કથયિતવ્યને આગળપાછળ, ઉપરનીચે, દૂર અને નજીક જઈને અનેક રીતે જોવું જોઈએ, તપાસવું જોઈએ, અનેક રીતે એને મૂકીને જે અનેક અર્થચ્છાયાઓ મળે તેમાંથી ઉત્તમ હોય તેને જ આખરી ઓપ આપવો જોઈએ. કવિતાને તરત જ ઉતારીને છપાવી દેવાનો મોહ નહીં રાખવો જોઈએ. કથયિતવ્યને ઘાટ આપ્યા પછી થોડું દૂર જઈને, સમયનું પણ અંતર રાખીને એને જોવી જોઈએ અને અનેક સંદર્ભમાં મૂકીને પછી જ સુધારાવધારા સાથેનો આખરી ઓપ આપવો જોઈએ. કવિતા સ્વાન્તઃ સુખાય, પોતાના આનંદ માટે છે એ સાચું છે, પણ જ્યારે એને અન્ય સમક્ષ પ્રસ્તુત કરીએ ત્યારે તે અન્યની મૂડી પણ બને છે. અન્યને કલાનુભવ તો જ થાય જો તેમાં કલાગત તમામ પ્રયુક્તિઓ અને માવજત થયેલાં હોય. કવિતાની પ્રસ્તુતિ એક ગંભીર બાબત છે. કાવ્યરચનાને રમત તરીકે, 'હું તો મારા માટે લખું છું' એવી બડાઈ સાથે વહેતી ન જ મૂકવી. જો કોઈની આવી માન્યતા હોય તો તેણે એને પ્રગટ-પ્રકાશિત ન જ કરવી જોઈએ. કાવ્યાનંદ અંગત વસ્તુ છે પણ એને ઢોલશરણાઈ સાથે રમતી મૂકવી એ તો જવાબદારીભર્યું કામ છે.

કવિતા જીવનનું સૌંદર્ય  છે. અનેકના અનુભવો, લાગણીઓ, ઊર્મિઓ, તરંગો, કલ્પનાઓ, ઇચ્છાઓ, આશાઓ, સૌંદર્યો, અપેક્ષાઓને લઈને; એ સર્વનું સાધારણીકરણ કરીને કવિતા જન્મે છે. કવિતામાં આપણા વતી કોઈક વાત કરી રહ્યું છે એમ સતત લાગ્યા કરે છે. એટલે કવિના ભાવ એના અંગત ન રહેતાં ભાવકના બની જાય છે, બિનઅંગત બની જાય છે. જગતનું સ્થૂળ-સૂક્ષ્મ નિહિત કે ગોપિત સૌંદર્યને હૃદયગામી કરવાનું, રસભોગ્ય કરવાનું કામ કવિ કરતો હોવાથી એને સર્જક, દ્રષ્ટા કે ઋષિ જેવાં વિશેષણોથી વિભૂષિત કરવામાં આવેલ છે. સૂતેલા ભાવને જાગૃત કરીને ચિત્તને રસપ્લાવિત કરનાર કે ભાવવિરેચન કરનાર કવિ અને કવિતાની સૃષ્ટિ જેટલી સન્માનનીય છે તેટલી જ જવાબદારીપૂર્ણ પણ છે. કવિ કાવ્યપદાર્થને સર્વાંગ સાક્ષાત્ કરે, પૂરી સજ્જતાથી કાવ્યરચના કરે એ જ કલાસૃષ્ટિ માટે અભિપ્રેત છે.

## o અરથ અંતરી........

**ફારૂક શાહ**



પુરાકથાઓ, વાયકાઓ ન જાણે કૈં કેટલીય સદીઓથી લોકના સામૂહિક અચેતન મનની વિશાળ ભૂમિ પર ગતિમાન રહેતી આવી છે અને લોકના નીતિગત, વ્યવહારગત, જીવનદર્શનગત વર્તનોને નિયંત્રિત કરતી આવી છે. તેના ભેદો મનોવિશ્લેષણશાસ્ત્રી વિજ્ઞાની કાર્લ યુંગે શોધીને આપણી સામે રજૂ કર્યાં હતાં. આપણા જ્ઞાન, સાહિત્ય અને કળાનાં ક્ષેત્રોમાં આવા રૂઢ પરંપરિત કથાલોકના કંઈક જિજ્ઞાસાએ તો કંઈક અહોભાવે, ક્યારેક વર્તમાન જટિલતાઓના ઉકેલ સંદર્ભે મથનભેર વિમર્શો થતા રહ્યા છે. માનવમને ઝકડીને વશ રાખનારા આવા પ્રકારના કથાલોક પણ માનવમન જેવા જ હોવાના. એમાં સદની ચેતના પણ હોય, ને અસદની ચેતના પણ. વર્તમાન ક્ષણે મુક્તિની ધારણા ધરી હોવાપણાના મૌલિકબોધમાં આવવું હોય તો એ માટે મનની સઘળી આંટીઘૂંટીઓને અતિક્રમીને અસ્તિત્વની અવસ્થાના નિર્ભેળ કેન્દ્રમાં આવવા સિવાય બીજો કોઈ ઉપાય હોતો નથી. આ તથ્ય આપણને કળા અને રચનાત્મક ગતિવિધિઓએ જ સંપડાવેલું છે.

કોઈ કોઈ સર્જક એ રીતના તથ્યને સંશોધવાના અને એને પૂરું પામવા તરફ ક્યારેક પ્રવૃત્ત થાય છે ત્યારે એકદમ પ્રતિરોધપૂર્વક અનેક અધ્યાસો (associations) વચ્ચેથી પસાર થઈને નક્કર પ્રશ્નોની ભૂમિએ એક પછી એક સમગ્ર રૂઢ કથાવિધિના તાંતણા તોડીને ચાલવું પડતું હોય છે. આવા એક પ્રયત્નના ઉદાહરણ લેખે આ વખતે મહારાષ્ટ્રના હિન્દી કવયિત્રી સુશીલા ટાકભૌરેની કવિતા જોઈએ. એમાં નારીની સંવેદનાએ આરંભાતી વાત પ્રતિબદ્ધ ભાષાને આધારે પુરાકથાને તોડતી, વ્યાપક માનવીય ભાવ ધરતી, અંતે કોઈક સમાધાનના અનુમાન સુધી પહોંચે છે :

### વિક્રમને...

સાંભળ, વિક્રમ
વેંઢારતો આવ્યો છે તું કેટલાય યુગોથી
તારા ખભે કથાઓનો વેતાળ.

આદર્શ, પ્રેમ, રાજા, ન્યાય સિવાય પણ
કૈં કેટલીય કથાઓ;
વિખેરાઈને પડી હોય છે અહીં-તહીં
જરાક જો તો ખરા તારી પોતાની નજરે !
ખરેખર અઘરું છે, નિર્ણય આપવા કરતાં
કથાને દિશા આપવાનું કામ.

હવે સંભળાવ તું કથા વેતાળને,
અને પૂછ કે કેટલું મૂલ્ય હોય છે;
કોઈ નિર્દોષ સ્ત્રીને છડેચોક વસ્ત્રહીન કરવાનું ?

કે પછી શોષિત દલિત ઉત્પીડિત લોકોને
લાચારીની અંતિમ હદ સુધી ધકેલી દેવાનું ?

પૂછ કે ક્યારે મળશે;
પશુથી ય બદતર ગણાયેલા માણસોને
એના હોવાનો અધિકાર ?
બદલાશે ક્યારે આ બધા કર્મકાંડ ?
ક્યારે મળશે એમને સામાજિક ન્યાય ?
પૂછ એને... અન્યથા કરી દે એના ટુકડે ટુકડા.

પછી જોજે !
એ ઉકેલ તો આપશે નાછૂટકે;
ને ચાલશે પણ ખરો તારી સાથે
ગંતવ્યસ્થાન સુધી.
**- સુશીલા ટાકભૌરે**

## o આ અંકના ચિત્રકાર



**શ્રી સવજી છાયા**

શ્રી સવજી છાયા ( જૂન ૧, ૧૯૫૧), મ.સ. વિશ્વવિદ્યાલય વડોદરાના કલા સ્નાતક. પારિવારિક હાર્ડવેરનો વ્યવસાય છોડી હાલ ચિત્રકળાને સંપૂર્ણપણે સમર્પિત. ગુજરાતના વિવિધ સ્થળોએ તેમજ ગુજરાત બહાર યોજાયેલા તેમના ચિત્ર પ્રદર્શનોને કલાપ્રેમીઓ દ્વારા ઊલટભેર આવકાર્યા છે. તેમનું ‘ સૂર્ય સંવેદના’ ચિત્ર સંપુટ રાષ્ટ્રિય સ્તરે ખૂબજ પોખાયુ છે. પાઠ્યપુસ્તકો માટે તેમણે રચેલા સાહિત્યકારોના રેખાચિત્રો, દ્વારકાના દેવાલયોના રેખાચિત્રો તેમજ વિવિધ શૈલીના ચિત્રો દ્વારા તેઓ ખૂબ ખ્યાતિ પામ્યા છે. તેઓની વિશેષ રુચી પરાવાસ્તવવાદી ચિત્ર શૈલીમાં રહી છે.

સરનામું :-જગત મંદિર સામે, ધનેશ્વરી શેરી, દ્વારકા.



### એક કવિની પ્રાર્થના.......

“નરી આંખે દેખાતી કવિતામાં એકપણ સળ ન પડે એ રીતે શબ્દદેહ આપવાનો કસબ હાથ લાગે એવી ગુજરાતી ભાષા પાસે હૃદયપૂર્વકની પ્રાર્થના”.... **-વંચિત કુકમાવાલા**

જિતુ પુરોહિત



## (ગેબી) ધબકારનો વારસ- કવિ અશરફ ડબાવાલા !

'કવિ અશરફ ડબાવાલાએ પરંપરાને છોડી કે તરછોડી નથી. એનો અર્થ એવો નથી કે એ જે કંઈ લખે છે તો પરંપરાગત છે. મારે એટલું જ કહેવું છે કે પરંપરા પ્રત્યે એમનું વલણ છે, પણ પરંપરાનું એમનું વળગણ નથી.'

આ વિદ્યાનો કવિ સુરેશ દલાલે કવિના કાવ્ય સંગ્રહ 'ધબકારનો વારસ'ની પ્રસ્તાવનામાં ટાંક્યો છે, જેમાં કવિની કવિતાનો આત્મા પરખાઈ જાય છે, કવિ એક ડૉક્ટર છે. શરીરની ભૌતિકતા સાથે એને સીધો સંબંધ છે. છતાં શરીરની આરપાર રહેલાં મન, હૃદય અને આત્મા સુધી પહોંચવા એમણે કવિતાનો માર્ગ અપનાવ્યો છે. કવિ એ આ સંગ્રહ પોતાની પ્રિયતમા-પત્ની મધુમતી મહેતાને અર્પણ કર્યો છે. કવિ સુરેશ દલાલે પ્રસ્તાવનામાં કવિની રચનાઓને નખશિખ મૂલવી છે.

નિવેદનમાં કવિએ પોતાની કવિતા પ્રવૃતિનો ઉઘાડ આપ્યો છે.

મુક્તિ આપીને વિમુખ થવાની ના કર યોજના,
એના કરતાં  તો મને  તારી ગુલામી  આપજે.

આવું કહી કવિ વિધાતાને (બ્રહ્માને) નવરો પડવા દેવા નથી માગતા. કેટલાક નવતર રદ્દીફ આ સંગ્રહમાં જોવા મળે છે. ' ઢાંક પિછોડો રહેવા દે', 'કેન્દ્રમાં શું છે?', 'રામ બોલો ભાઇ રામ', 'છાપે ચડે', 'સહી કરી દીધી', રાજાપાઠમાં', 'વાંક શું ગણવા ?', ' થૈ જોવા જેવી', 'ખાવ ખોંખારો', 'ઐસી તૈસી', વગેરે..... કવિએ ગીતો અને અછાંદસ રચનાઓ પણ સંગ્રહમાં સમાવી છે. કવિના કાવ્યકર્મમાં આનંદ-વિષાદની લાગણી મીઠા રૂપે પ્રગટે છે. અહિ કેટલાક શે'ર માણવા માટે-

* ડૂબીડૂબીને  ડૂબવાનું  શું  માણસમાં;
  એક વેંત ઊતરો ને ત્યાંતો તળિયાં આવે.

* મેં તો ગઝલની જેવું કંઈ  લખ્યું  નથી,
  આ તો ઉદાસી મારી તોફાને ચડી ગઈ.

અશરફભાઈ ! અહીં 'હીબકે ચડી ગઈ!' હોત તો?

* વચમાં છું દ્વિધામાં કે હું કોના  તરફ વળું ?
  એ પાર તારો સાદ છે ને આ પાર છે સ્વયં.

* રજૂ મેં ના કરી તેથીપછી ખાના ખરાબીને,
  જમાનો જોશમાં ગાતો હતો મારી કહાનીને.

* સરવૈયાની ઐસી તેસી,  સરવાળાની ઐસી  તેસી,
  જીવની સાથે જીવી લીધું, ધબકારાની ઐસી તેસી

'ધબકારનો વારસ' કવિ અશરફ ડબાવાલા ,પ્રકાશક-ઈમેજ પબ્લિકેશન ,મુંબઈ-અમદાવાદ.

## o નોંધપોથીનાં પાનાં........

(ઘણા વર્ષ પહેલા સુરેશ જોશી દ્વારા લખાયેલી વાત આજે પણ પ્રવર્તમાન રાષ્ટ્રિય અને વૈશ્વિક સંદર્ભે કેટલી પ્રસ્તુત છે ? વર્ષો પહેલા મારી ડાયરીમાં ટપકાવી રાખેલી નોંધ આજે આપ સમક્ષ કશીજ ટ્ટિપણી વગર મૂકી રહ્યો છું. -યોગેશ વૈદ્ય )

**ફિલોસોફી- આજનો સંદર્ભ**

“એવું બને કે હવે કેટલીક વિચારસરણીઓ ફેશનરૂપ બની રહે. આપણે ત્યાં અસ્તિત્વવાદ અને શૂન્યવાદ ફેશનરૂપેજ દેખાય છે. એક સાથે ઘણી વિચારસરણીઓ આવી રીતે ફેશનરૂપે પ્રવર્તતી દેખાશે અને દરેક વ્યક્તિ એમાંથી પોતાની આવશ્યકતા પ્રમાણે જૂદે જૂદે તબ્બકે જુદી જુદી વિચારસરણીઓ સ્વીકારશે. આને પરિણામે વૈયક્તિક તરંગો ને સંતોષતા કૃતક રહસ્યવાદો ફરીથી ફેશનરૂપે પ્રવર્તે તેવી શક્યતા પણ ઊભી થઈ છે. કોઈ તર્કથી નિયંત્રિત નહીં એવા વેરણછેરણ અનુભવોનો હવે મુકાબલો કરવાનો રહેશે........

...દિશાસૂઝ વિકસાવે એવી વિચારસરણી નહીં હોય ત્યારે દિકભ્રાંત અવસ્થાજ આપણો આદર્શ બની રહે. અને એને વાજબી ઠરાવવા માટે અને અનુરૂપ એવું ફિલોસોફીનું માળખું ઊભું કરી દેવાય એવું પણ બને. “
(ચિંતયામી મનસા)

**સામાજિક / રાજકીય સંદર્ભ**

“એકવાર ધાર્મિક શ્રદ્ધાનું નિયંત્રણ હતું. હવે એની અવેજીમાં આપણે કશું સ્થાપી શક્યા નથી. ઈશ્વરને સ્થાને રાજાને સ્થાપેલો, તેને ઉઠાડી મૂકીને હવે માથા ગણીને બહુમતી સ્થાપવાની પધ્ધતિ સુધી આપણે આવી પહોચ્યા. માથા ગણવાથી વધુ સમુ તમુ થઈ જશે એવી શ્રદ્ધા અને ધર્મગત અંધશ્રધ્ધાને ઝાઝું છેટું નથી.” -**સુરેશ જોશી**

* * *

**-સાભાર સ્વીકાર-**

* **ખુદસે મિલના કિતના મુશ્કિલ**(મનોજ ખંડેરિયાની ગઝલોનો ઉર્દૂમાં તરજુમો ), ડૉ. મોહમ્મદ સલીમ ‘શાહિદ’, હલક ફાઉન્ડેશન, મુંબઈ, કીમત રૂપિયા ૧૦૦.૦૦

* **અર્થના આકાશમાં**(ગઝલ સંગ્રહ), જિગ્ના ત્રિવેદી, જિગ્ના ત્રિવેદી, ભાવનગર, કીમત રૂપિયા ૪૦.૦૦

* **પાને પાને ફૂલ** (ગઝલ સંગ્રહ), ગુણવંત ઉપાધ્યાય, પ્રવીણ પ્રકાશન, રાજકોટ, કીમત રૂપિયા ૧૨૫.૦૦

**- કલાની નિર્વૈયક્તિકતા –**

“વ્યક્તિત્વનો ભાવોદ્રેક એ કવિતા નથી, પણ જીવન/ વ્યક્તિત્વથી દૂરતા સાધવી તે કવિતા છે. કવિતા કવિ દ્વારા આવે છે, કવિમાંથી નથી આવતી. “ - ટી એસ એલીયટ



## o કેકારવ


શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર

કવિતાનું પઠન અને તે પણ તેના સર્જકના મુખે થી ! આપણા અગ્રિમ આધુનિક કવિ શ્રી સિતાંશુ યશશ્ચંદ્ર ના 'વખાર' કાવ્ય સંગ્રહ માંથી ત્રણ સુંદર કાવ્યો કવિના ભાવવાહી અવાજમાં અહિ મૂક્યા છે. 'વખાર' કાવ્ય સંગ્રહ ખોલી, તમારા ઓડિયો પ્લેયરને ઓન કરી, નીચેની ક્લીપીંગ પર ક્લિક કરો. કવિતાના વાંચન સાથે કવિતાનું આવું શ્રવણ કવિતાની અનેક અર્થછાયાઓ ઉદ્ઘાટિત કરી આપશે. (આ અમારો અંગત અનુભવ પણ ખરો !) કદાચ આ કવિતામાં ન લખાયેલું પણ તમારા સુધી પહોંચે.

### ૧. ઝાંપો

**મારા ગામનો એક ઝાંપો હું ઉઘાડી આવ્યો છું........**

(ક્લિક કરો)

http://youtu.be/oTVkIZokzgM

### ૨. સિંહવાહિની સ્તોત્ર

**મયૂર પરથી ઊતર, શારદા, સિંહ ઉપર ચઢ,**
**દેવ તે જ દાનવ છે જો, તો તું આગે બઢ.**

(ક્લિક કરો)

http://youtu.be/1vf5MjUJpss

### ૩. વખાર

**સાયેબ, કોઈકે આ એક વખાર ઊભી કરી દીધી છે**
**અમારા રહેણાક મહોલ્લામાં જ, રાતોરાત;**
**આપ કંઈક કરો, કાયદેસરનું.** (ક્લિક કરો)

http://youtu.be/zRN9YZPgxhg

(આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લીપીંગ આવકાર્ય છે)

## - સાહિત્યવૃત-

તારીખ ૦૩/૦૩/૨૦૧૨ ના રોજ વેરાવળ ખાતે એક ભવ્ય સમારોહ માં 'નિસ્યંદન' નું શિક્ષણવિદ્ શ્રી બાલુભાઇ જોશી દ્વારા અનાવરણ સંપન્ન થયું. જેમાં મોટી સંખ્યામાં સાહિત્યપ્રેમીઓ અને સાહિત્યકારો એ હાજરી આપી. આ પ્રસંગે આયોજિત કવિ સંમેલન માં કવિ શ્રી સાહિલ, શ્રી શશિકાંત ભટ્ટ 'શૈશવ', શ્રી જિતુ પુરોહિત તથા શ્રી રાજેન્દ્ર ભટ્ટ દ્વારા રસપ્રદ કાવ્ય પઠન થયું. કવિ સંમેલનનું સંચાલન કવિ શ્રી યોગેશ વૈદ્ય એ કર્યું. આ પ્રસંગે જૂનાગઢની પ્રકાશન સંસ્થા મીડિયા પબ્લિકેશનના શ્રી વનરાજભાઇ પટેલ દ્વારા 'આપણા હાથ ની વાત' નામક વાંચન અને વિચારવાની વૃત્તિને પ્રોત્સાહિત કરતું સુંદર વ્યાખ્યાન આપવામાં આવેલ. સમારંભમાં સર્વશ્રી આર.એસ.પાંડે ( જી.એચ.સી.એલ), એન.એન.રાડીયા (જી.એચ.સી.એલ), વિક્રમભાઈ તન્ના તથા ગિરિશભાઈ કારીયા વિશેષરૂપે ઉપસ્થિત રહ્યા હતા.
સમગ્ર કાર્યક્રમનું સફળ આયોજન સિટીઝન કાઉન્સિલ ઑફ વેરાવલ ના શ્રી ચિરાગ કારીયા તથા મિત્રોએ કર્યું તથા સમગ્ર કાર્યક્રમનું સંચાલન શ્રી પુનિતભાઈ મહેતા દ્વારા થયું. (આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર / લઘુવૃતાંત ફોટોગ્રાફ તથા વીડિયો ક્લીપીંગ સાથે આવકર્ય છે)

# 'નિસ્યંદન' અનાવરણ તસ્વીરોમાં



મંચ સજ્જા અને શ્રોતાગણ




શિક્ષણવિદ્ શ્રી બાલુભાઈ જોશી,
બેઠેલા શ્રી વિક્રમભાઈ તન્ના, શ્રી વનરાજભાઈ પટેલ, શ્રી આર.એસ.પાડે



શ્રી યોગેશ વૈદ્ય, શ્રી જિતુ પુરોહિત, શ્રી શશિકાંત ભટ્ટ 'શૈશવ',
શ્રી સાહિલ તથા શ્રી એન.એન.રાડીયા



મંચસ્થ મહાનુભાવો



શ્રી યોગેશ વૈદ્ય 'નિસ્યંદન'ની પૂર્વભૂમિકા બાંધતા



શ્રી યોગેશ વૈદ્ય 'નિસ્યંદન'ના પ્રથમ અંક વિશે કહેતા....



શ્રી બાલુભાઈ જોશી 'નિસ્યંદન'નું અનાવરણ કરતા



શ્રી વનરાજ પટેલ 'આપણા હાથ ની વાત' કહેતા....

## આપણી સાહિત્ય ધરોહર



કવિ ન્હાનાલાલ દલપતરામ ,(૧૬-૩-૧૮૭૭, ૯-૧-૧૯૪૬): કવિ , નાટ્યલેખક, વાર્તા-નવલકથા-ચરિત્રકાર, અનુવાદક.જન્મ અમદાવાદમાં, કવિ દલપતરામ ડાહ્યાભાઈને ત્યાં. તત્વજ્ઞાનના મુખ્ય વિષય સાથે બી.એ (૧૮૯૯) અને ઇતિહાસ વિષય સાથે એમ.એ (૧૯૦૧) થયા.

સાહિત્યસર્જક તરીકે કવિનું પ્રધાન અને ઉત્તમ પ્રદાન ઉર્મિકાવ્યો છે. એવી એમની કવિતામાં ‘કેટલાંક કાવ્યો’-ભા. ૧-૨-૩ (૧૯૦૩ , ૧૯૦૮, ૧૯૩૫), ‘ન્હાના ન્હાના રાસ’-ભા.૧-૨-૩ (૧૯૧૦, ૧૯૨૮, ૧૯૩૭), ‘ગીતમંજરી’-૧-૨ (૧૯૨૮, ૧૯૫૬), ‘રાજસૂત્રોની કાવ્યત્રિપુટી’ (૧૯૦૩, ૧૯૦૫, ૧૯૧૧), ‘ચિત્રદર્શનો’ (૧૯૨૧), ‘પ્રેમભક્તિ ભજનાવલિ’ (૧૯૨૪), ‘દાંપત્યસ્તોત્રો’ (૧૯૩૧), ‘બાળકાવ્યો’ (૧૯૩૧), ‘મહેરામણનાં મોતી’ (૧૯૩૯), ‘સોહાગણ’ (૧૯૪૦), ‘પાનેતર’ (૧૯૪૧) તેમજ ‘પ્રજ્ઞાચક્ષુનાં પ્રજ્ઞાબિંદુઓ’ (૧૯૪૩) નો સમાવેશ થાય છે. કવિની કવિતાના મુખ્ય કવનવિષય પ્રકૃતિસૌંદર્ય , પ્રણય અને પ્રભુ છે. (કવિનું ઉપનામ- ‘પ્રેમભક્તિ’!) છંદને નહિ પણ ભાવના ને અનુવર્તતી ડોલનશૈલી ( આજની અછાંદસ કવિતાની જનક ?) પ્રથમ વખત ગુજરાતી સાહિત્યમાં ‘ઇન્દુકુમાર’ નાટક દ્વારા અને પછી કવિતા માટે પ્રયોજી છે. કેટલાંક ચિત્રકાવ્યો, ‘વસંતોત્સવ’ (૧૮૯૮, ૧૯૦૫), ‘ઓજ અને અગર’ (૧૯૧૩) અને ‘દ્વારિકાપ્રલય’ (૧૯૪૪) જેવાં કથાકાવ્યો તેમ જ ‘કુરુક્ષેત્ર’ (૧૯૨૬-૪૦) જેવું મહાકાવ્ય ડોલનશૈલીમાં લખાયાં છે. કથાત્મક કવિતામાં ‘વસંતોત્સવ’ અને ‘ઓજ અને અગર ’ કવિના ‘પ્રેમ-ભક્તિ’ ઉપનામના પ્રેમ-પાસાનું સર્જન છે , તો ‘હરિદર્શન’ અને ‘વેણુવિહાર’ (૧૯૪૨) એ પ્રસંગવર્ણનની આત્મલક્ષી કાવ્યરચનાઓ ભક્તિ-પાસાની નીપજ છે. ‘દ્વારિકાપ્રલય’ અને બારકાંડનું ‘કુરુક્ષેત્ર’ એ પૌરાણિક વસ્તુ પરની દીર્ઘ રચનાઓ મહાકાવ્ય લખવાની મહત્વાકાંક્ષાથી પ્રેરાયેલી કૃતિઓ છે.

કવિના સર્જનાત્મક સાહિત્યમાં કવિતા પછી આવે એમનાં ડોલનશૈલીમાં લખાયેલાં ચૌદ નાટકો. ‘ઇન્દુકુમાર’-૧-૨-૩ (૧૯૦૯, ૧૯૨૭, ૧૯૩૨), ‘પ્રેમકુંજ’ (૧૯૨૨), ‘ગોપિકા’ (૧૯૩૫), ‘પુણ્યકંથા’ (૧૯૩૭), ‘જગત્પ્રેરણા’ (૧૯૪૩), ‘અજિત અને અજિતા’ (૧૯૫૨), ‘અમરવેલ’ (૧૯૫૪) સામાજિક નાટકો છે; ‘જયા-જયન્ત’ (૧૯૧૪) કલિદ્વાપરની સંધ્યાનું કાલ્પનિક નાટક છે ; ‘વિશ્વગીતા’ (૧૯૨૭) પૌરાણિક-પ્રાચીન-મધ્યકાલીન ભારતીય અને કાલ્પનિક વસ્તુવાળું નાટક છે ; અને ‘રાજર્ષિ ભરત’ (૧૯૨૨), ‘જહાંગીર-નૂરજહાંન’ (૧૯૨૮), ‘શાહનશાહ અકબરશાહ ’ (૧૯૩૦), ‘સંઘમિત્રા’ (૧૯૩૧) ‘શ્રીહર્ષદેવ’ (૧૯૫૨) ઐતિહાસિક નાટકો છે. ( અનંતરાય રાવળના પરિચયાત્મક લખાણનાં આધારે)